

तत्सत्परमात्मने नमः ।

अंबाशंकरविरचित

# अद्भुतस्वप्न.

( સાંપ્રત ભાવસુધાદર્શન )



દ્વિતીય આવૃત્તિ પ્રત ૩૦૦૦

પ્રકાશક:—

**માધવદાસ લાલદાસ શેઠ**

નં. ૧૫ બેંક સ્ટ્રીટ મુંબાઈ

છાપનાર.—

**ગજાનન ભાસ્કર વૈદ્ય,**

વૈદ્ય પ્રકાશ પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબાઈ.

સંવત ૧૯૭૦ ઈ. સ. ૧૯૧૪

ॐ

तत्सत्परमात्मने नमः ।

अंबाशंकरविरचित

# अद्भुतस्वप्न.

( સાંપ્રત ગોવસુધાદર્શન )




દ્વિતીય આવૃત્તિ પ્રતિ ૩૦૦૦

પ્રકાશક:—

**માધવદાસ લાલદાસ શેઠ**

નં ૧૫ બેંક સ્ટ્રીટ-મુંબઈ.

છાપનાર:—

**ગજાનન ભાસ્કર વૈદ્ય,**

વૈદ્ય બ્રધર્સ પ્રેસ. ઠાકુરદ્વાર. મુંબઈ.

સંવત ૧૯૭૦ ઈ. સ. ૧૯૧૪

# ઉપોદ્ઘાત.

આ લઘુ કાવ્યને ઉપોદ્ઘાતની જરૂર નથી, પણ તેની બીજી આવૃત્તિના ખુલાસારૂપે પ્રકાશક તરફના બે બોલ અસ્થાને નહિજ લેખાય.

આપણી સંસ્કૃત ભાષામાં પૃથ્વી અને ગો આ બે અર્થનો વાચક એકજ ગો શબ્દ છે, એ દેખાડે છે કે આપણા આર્યોને મન પૃથ્વી અને ગાય એ બેમાં ગુણદૃષ્ટિથી જોતાં ઝાઝો ફેર નથી. પણ કંઇક વિશેષ અભેદ છે. પ્રાણીમાત્રની ખરી માતા-જન્મધાત્રી તો પૃથ્વીજ છે, અને ગાય એ એની પ્રથમ શ્રેષ્ઠ અને સારરૂપ સાત્ત્વિક તનયા-પુત્રી છે. શ્રેષ્ઠ અને સારરૂપ એટલા માટે કે તૃણ જેવા નિઃસત્ત્વ પદાર્થ ઉપર પોતે રહી દુધ દહીં અને ઘૃત જેવા સારભૂત પવિત્ર પદાર્થો આપી મનુષ્યનું ઉત્તમ રીતે પોષણ કરે છે. ગોસેવા અને દેશસેવા એ બે ભિન્ન નથી, પણ ગોસેવા દેશસેવાનું એક મોટું અંગ છે. ભારતવર્ષમાં જીવના જોખમે પણ દેશરક્ષાની માફક ગોરક્ષા થતી હતી અને કેટલીક વખત તો દેશરક્ષાના ભોગે પણ ગોરક્ષા કરવાં આવતી હતી. કારણ કે આર્યપ્રજા સમજતી હતી કે ગોરસ એ જીવન છે. તેના વગરની પ્રજા નિર્માલ્ય અને સત્ત્વવગરનીજ રહેવાની. માટેજ ગો ધન ગણાતું હતું અને તેથીજ તેને દેવપણું પણ અપવામાં આવ્યું છે ને તેના પોષણ અને રક્ષણનો ભાર આપણા દરેક આર્યપર મુકવામાં આવ્યો છે. આ ઉચ્ચ ભાવના આપણામાં સતેજ રહે તે માટે આપણાં શાસ્ત્રોમાં એટલું બધું બોલાયું છે ને આપણી પૂર્વે એટલો બધો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે હાલ કે કંઇ થાય અથવા બોલાય એ એના પ્રમાણમાં ઘણુંજ અલ્પ લેખાય.

આ વિષયના સાહિત્યનો કંઇક પ્રચાર કરવાના હેતુથી ઇ૦ સ૦ ૧૮૯૩ ની સાલમાં આપણી મુંબાઇની ગોરક્ષકસભાના ઉપદેશક રા. જીવરાજ જેઠાભાઇ માસ્તરે આ કાવ્યના લેખક રા. અંબાલાલ ભાઇને કંઇક નિબંધના રૂપે લખી આપવા કહ્યું. તેઓશ્રીને ગદ્ય કરતાં કંઇક પદ્યમય લેખ લખાય તો વધારે અસરકારક નિવડે એમ લાગવાથી એક સાંજે બેશી કેટલાક કલાકમાં આ **अद्भुतस्वप्न** લખી કહાડયું. તે ઉક્ત રા. જીવરાજભાઇએ છપાવી વિના મૂલ્યે ગોભક્ત આર્ય પ્રજામાં વહેંચ્યું. આની ફક્ત એકજ જીર્ણ પ્રતિ અમારી પાસે રહેલી છે. હાલમાં આ લઘુ પણ રસપૂર્ણ કાવ્ય વાંચવાની આર્ય પ્રજામાં ઉત્કંઠા જોઇ તેની બીજી આવૃત્તિ કહાડવાનો નિશ્ચય કર્યો છે.

આ કાવ્ય છપાવવાનો બીજો એક એ પણ ઉદ્દેશ છે કે, આપણી ગુર્જર ભાષામાં **श्रीहरिलीलासुधासिंधु** નામક વિસ્તીર્ણ ગ્રંથના રચનારની આ પ્રથમ કૃતિ છે; એટલે ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં પણ આનું પુનર્દર્શન આવશ્યક ઠરે છે. વિષયને અનુરૂપ અને કાવ્યની રસિકતા અને ઉપયોગિતામાં વધારો કરે એવાં બે કાવ્ય, **आर्यत्वश्लाघा** અને **मारी भरतभूमि** ને મૂલ કાવ્યના આરંભમાંજ સ્થાન આપવામાં આવ્યું છે. આ કાવ્ય વિનામૂલ્યે અધિકારી આર્યપ્રજામાં વહેંચવાનું છે. આશા છે કે આર્યપ્રજા આ ગ્રંથના વાચનથી કર્તવ્યપરાયણ થઇ પોતાનું ઇષ્ટ સાધી લેશે. **इति शिवम्.**

**માધવદાસ લાલદાસ શેઠ.**



## ॥ तत्सत् परमात्मने नमः ॥



# अद्भुत वस्त्र.



### मंगलाचरण.

( વિચારકુસુમાંજલિ )

### ( તોટક વૃત્ત. )

પરના હિતમાં હિત આપતણું, ગણનાર મહાશય સત્ય ગણું;
ન દુરાગ્રહ કોઈ સમે કરવો, સુવિચાર સદા હૃદયે ધરવો. ૧
દૃઢ નિશ્ચય આ કરનારતણો, મહિમા શું કહું નર શ્રેષ્ઠ સુણો;
શ્રવણે ધરવા સુવિચાર કરે, ગુરૂ શાસ્ત્રવિષે મન જેનું ઠરે. ૨
નયને પરદુઃખથી અશ્રુ ઝરે, બનતી કરૂણાલુ સહાય કરે;
સુખ વિશ્વ વિષે અતિ વિસ્તરવા, બહુ આપ ઉપાય કરે ગરવા. ૩
પર શ્રેય વડેજ પ્રફુલ્લ બને, સઘળા જીવ આત્મ સમાન ગણે;
મન વાણી અને નિજ વિત્ત સદા, શુચિ કર્મ વિના ખરચે ન કદા. ૪
અભિલાષ કરે હરિને મળવા, શુભ કર્મ કરે દુરિતો ટળવા;
ઋષિનાં વચનામૃત પાન કરે; શુભ જ્ઞાન વિષે મતિ જેની ઠરે. ૫

**મુજ વલ્લભ હે નરશ્રેષ્ઠ! સદા, વિસરીશ શું આપની ભક્તિ કદા?**
**મુજ અદ્‌ભુતસ્વપ્નવિચાર તણી, કુસુમાંજલિ આ મુજ વિત્ત ગણી** ૬
**શિર આપ તણે ધરૂં સ્નેહ વડે, નહિ આપ વિના સ્થલ અન્ય જડે,**
**કૃતકૃત્ય મને મુજ મિત્ર! કરો, શિર ઉપર આ ચિરકાલ ધરો.** ૭

## મારી ભરતભૂમિ!

( શ્રી હરિસ્નેહ સુધાસિંધુ પૃષ્ઠ ૬૯૫ વીચિ ૭. પ્રભવ ૮૮ )

***ગરબી**

મારી ભરતભૂમિ! પાવન પરમ તું જનની ઋષિમુનિકેરી;
હે જગદંબે[1]! તુજ પ્રીતિ હૃદયે ભરજ્યો દેવ ઘણેરી. ટેક
તેં યુગયુગ-પ્રતિ પ્રભુતા દાખી, તેં નિર-અવધિ ક્ષાંતિ[2] રાખી;
તુજ સમતા જાય નહિ ભાંખી! મારી ભરતભૂમિ! ૦ ! ૧.
તુજ વૈભવમાં નહિ લેશ મણા, હિમગિરિ-સરખા તુજ હસ્તી[3] ઘણા;
જેમાં સુંદરતાની ન લેશ મણા. મારી ભરતભૂમિ! ૦ ૨.
નિજકરથી[4] સુરગંગા-સરખી, બહુ પ્રકટ કરે સરિતા હરખી;
નથી શુચિતા[5] જગતે જે સરખી. મારી ભરતભૂમિ! ૦ ૩.
વન-ઉપવન નંદનવન લજવે, જલ-ધોધ સુયશ તારો ગજવે!
હરીઆળી કવિ તુજ કોણ કવે? મારી ભરતભૂમિ! ૦ ૪.
કોકિલ[6]કંઠે તું ગાન કરે, શ્રવણે પ્રિય! અમૃત હૈયું ભરે;
તુજ ભક્તિથી પ્રેમસુવારિ ઝરે! મારી ભરતભૂમિ! ૦ ૫.
ગજથી બહુ ગંભીરતા દાખે, સ્વ-સિંહતણે બલને ભાંખે;
શુભ સુરભિ[7] વડે સુખમાં રાખે. મારી ભરતભૂમિ! ૦ ૬.
ધનધાન્યતણી તું છે માતા, નથી તૃપ્તિ થતી તુજ ગુણ ગાતાં;
તુજ સેવનથી જ મળે શાતા! મારી ભરતભૂમિ! ૦ ૭.

---

( *હરિભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય એ લય. )
૧ જગતની માતા. ૨ ક્ષમા. ૩ હાથી. ૪ સુંઢ-હાથ. ૫ પવિત્રતા.
૬ કોયલ. ૭ ગાય.

તે ભવને વાલ્મીકિ વ્યાસ દીધા, જેથી જગતે શુભ લ્હાવા લીધા;
નવરસ-અમૃત-પ્યાલા પીધા ! મારી ભરતભૂમિ ! ૦ ૮.
શુકશંકરસમ ગુરૂદાન કરી, હૃદ-અંધારી-રજની પ્રહરી;
ભવ દીધો જ્ઞાન-પ્રભાથી ભરી. મારી ભરતભૂમિ ! ૦ ૯.
તે રામ યુધિષ્ઠિર નલ આદિ, ઉપજાવી નૃપકુલ થઈ દાદી;
હજો અમર અચલ ભારત-ગાદી !!! મારી ભરતભૂમિ ! ૦ ૧૦
તનુ પુષ્ટ કરો સાત્વિકભોગે, નહિ આર્ય પીડા પામો રોગે;
રહો સાવધ સતત હરિયોગે. મારી ભરતભૂમિ ! ૦ ૧૧.
તુજ સુત હૃદયે ગુણદિવ્ય વસો, ગુણ દુષ્ટ બળીને દૂર ખસો;
તુજ ભક્તિ રોમેરોમ વસો. મારી ભરતભૂમિ ! ૦ ૧૨.
તું વ્રજ-ગોકુલ માડી ! મારૂં, તુજ રક્ષક કૃષ્ણ હૃદે ધારૂં;
તુજ સેવન જીવન હો મારૂં ! મારી ભરતભૂમિ ! ૦ ૧૩.
તને અર્થ સકલને દેનારી, ગણી દેવ કરે તૃષ્ણા તારી !
લઇ જન્મ ઠરે આ મા મારી !!! મારી ભરતભૂમિ ! ૦ ૧૪.
તુજ સેવન શુભ ઉદ્યમ માગજ્યો, તુજ સેવનથી ભવભય ટાળજ્યો;
હરિ-અંબાલાલતણો માગજ્યો. મારી ભરતભૂમિ ! ૦ ૧૫.

---

## આર્યત્વશ્લાઘા.

( શ્રીહરિસ્નેહ સુધાસિંધુ-પૃષ્ટ ૬૯૪ વીચિ ૭ પ્રભવ ૮૭ )



### વસંતતિલકા.

જેમાં કુલીનપણું શ્રેષ્ઠ સદા વિરાજે,
સૌશીલ્ય³-આર્જવ વડે શુભ કીર્તિ ગાજે;
જેણે દયાવિનયથી યશને વધાર્યો,
દાને કરી પરમધર્મ સુ-અર્થ આર્યો. ૧.

---

૧ સંસાર. ૨ નાશ કરી. ૩ સુશીલતા.

જેણે સ્વધર્મ નિજજીવથી શ્રેષ્ઠ જાણ્યો,
સત્યે જ શુદ્ધ નિજભાવ સદૈવ આણ્યો;
જેમાં કૃતજ્ઞપણું છે બહુ લાભકારી,
અદ્રોહતા સુદૃઢ છે ભયતાપહારી. ૨.
આવા ગુણો જગતમાં ધરનાર વીર,
છે આર્યરત્ન નરશ્રેષ્ઠ ઉદાર ધીર;
આવા નરો જગતમાં હરિ-અંશ જાણો,
આ આર્યરત્નચરિતો પ્રિય ઉર આણો. ૩.
એથી જ આર્યભૂમિનો જયચંદ્ર જોશો,
સંતાપ સર્વતણું મૂલ અવશ્ય ખોશો:
સર્વાર્થ સિદ્ધ કરીને થઇ બંધમુક્ત,
સ્વાનંદના અનુભવે બનશો સુયુક્ત. ૪.

દોહરો.

આર્યપણાને પામવા, અમિત પુણ્ય વિસ્તાર;
અંબાશંકર ! પ્રેમથી શ્રીહરિ હૃદયે ધાર. ૧.

( દોહરા. )

અકલ સકલ આ જગત જે, મૂલ વસ્તુથી થાય;
સ્થિત જેમાં રહે સર્વદા, લય જે મધ્ય જણાય. ૧.
એવા નિત્ય, અનાદિ, અજ, કેરૂં ધરતાં ધ્યાન,
સ્મરણ આવ્યું મુજ દેશનું, તરત થયો બેભાન. ૨.
અહો ઈશ આ દેશમાં, કલિનું આ શું જોર;
સત્ય સદા ઉંધુ વળે, થાય પાપ અતિ ઘોર. ૩.
પાખંડી પૂજાય છે, લુચ્ચા પામે લાભ,
અનર્થ આવો જોઇને, ટૂટી પડશે આભ. ૪.
ધાન્ય, દ્રવ્ય, પશુપુત્રથી, દેશ હતો આબાદ,
સુખશાન્તિ એ આજ તે, કેમ કર્યાં છે બાદ. ૫.

કારણ તેનું શોધતાં, થયા વિચાર અનેક,
વિચાર સાગર ઉલટયો, જેનો ન મળે છેક. ૬.
ચિંતા કરતાં ચિત્ત મુજ, શ્રાન્ત થયું જે વાર,
નિદ્રાગ્રસ્ત થયો તદા, ક્ષણુ નહિ લાગી વાર. ૭.
સ્વપ્ન મને અદ્ભુત તદા, આવ્યું ભય કરનાર,
તેનું કથન કર્યા તણી છે નહિ શક્તિ લગાર. ૮.
તો પણુ મન કથવા ચહે, તેથી કહું છું ભાઈ,
કૃપા શ્રવણુ કરવા કરો, આ મુજ સ્વપ્ન નવાઈ. ૯.

( ચોપાઈ ત્રિતાળી. )

ઉત્તર દેશે પર્વત જોયો એક, જેની શોભા તણો નહિ છેક;
મોટા મોટા વૃક્ષોથી ભરપુર, જેમાં પક્ષી બોલે છે મધુર. ૧૦.
જેમાં કળા કરી નાચે મોર, મેઘનાદ થતાં ઘનઘોર;
પુષ્પ પત્ર ફૂલ મૂલ અપાર, લતા ગણુતાં ન આવે પાર. ૧૧.
સરોવર હતું એક ભરેલું, જેમાં જલ હતું સ્વચ્છ ઠરેલું,
સ્પષ્ટ વસ્તુ સર્વ જણાય, તેથી જલ તેમાં ન કળાય. ૧૨.
મધ્યે વિકસિત કમલ અનેક, હતાં સુંદર એકથી એક,
તેની તીરે આશ્રમ હતો એક, ઘણો સુંદર ને શાન્ત છેક. ૧૩.
તેમાંથી સ્વર ઝીણો આવ્યો, તેણે મુજને બહુ ચમકાવ્યો,
હતો કરૂણામય ચિત્ત હારી, તેથી ગતિ થઈ તરત ત્યાં મારી. ૧૪.
ધીમે ધીમે ગયો તે ઠામ, રાખી મન મધ્યે ઘણી હામ,
ઉભો દેખાઉં નજરે ન જેમ, ચિત્ત સ્થિર કરી સુણું તેમ. ૧૫.
ત્યાં જે થયો વાદવિવાદ, તે સુણો કહું છાંડી પ્રમાદ,
સાંભળી તેનો કરજો વિચાર, નહિ તો પામશો દુઃખ અપાર. ૧૬.

( દોહરા. )

"પુત્રી પરમ પવિત્ર તું, તું છે જગદાધાર,
કેમ રૂએ અશ્રુ ભરી, શું છે ભય ઉચ્ચાર. ૧૭.
તારાં અશ્રુ અગ્નિવત્, દહે હૃદય મુજ બાળ,
દુઃખ ભરી તારી દશા, નહિ સહિ શકું કો કાળ. ૧૮.

તું છે જીવિત મુજ તણું, તુંથી સુખી સંસાર,
કયા પાપીએ દુભવી, નાશ થવા આ વાર. ૧૯.
દુઃખ દઇ ઉપકારીને, જે સુખ ચહે ગમાર,
તેને આ સંસારમાં, સહસ્રધા ધિક્કાર". ૨૦.
વચન સુણી માતા તણાં બોલી પુત્રી બાળ,
જે સુણતાં ઝટ પ્રગટ થઈ, ઉગ્ર હૃદયમાં ઝાળ. ૨૧.
તેના બોલે બોલ આ, સુણો મિત્ર મુજ આપ,
વિચાર સાચે સાચો ઉપજે, જોતાં જેવી ખાપ. ૨૨.

## ( દેશી. )

" શેઠ સગાળશા સાધુને સેવે "—એ રાગ.

"અરે ! ત્રાસ આતે કેવોરે, નથી સુણ્યો સ્વપ્ને એવોરે ( ટેક, )
પૂર્વ કાળે મારી માતા તુજમાં, વસતા હતા ભટવીર,
સત્યને માટે જીવ સમર્પી ધર્મ બજાવતા ધીર. અરે ! ત્રાસ૦ ૨૩.
ગોદ્વિજપાલક તુજમાં હતા ત્યારે, મારૂં કેવું હતું માન,
ઈતિહાસ શાસ્ત્ર વિચારી જોએથી તરત થશે તેનું ભાન. અરે ! ૦ ૨૪.
માતા સમાન મને નિત્ય પૂજતા, સૂર્યવંશી તારા પુત્ર.
દિલીપ, ભગીરથ, રઘુવર જેવા, યાદ નથી શું ? સપુત. અરે ! ૦ ૨૫.
પંચગવ્યે મારી પૂર્ણ પ્રતિષ્ઠા, શાસ્ત્ર વિષે વખણાય,
અરરર આર્ય ઋષિ તમે ક્યાં ગયા? પુણ્યનિધિ પૂજ્ય કાય. અરે ૦ ૨૬.
અર્જુન, ભીમ, યુધિષ્ઠિર ક્યાં છે ? મુજ રક્ષણ કરનાર,
પ્રાણ જતાં પણ ધર્મ ન ચુકે, ધન્ય જીવિત સંસાર. અરે ! ૦ ૨૭.
ગોકુલમાં ગોપાલ વસી વસી, મારૂં વધાર્યું માન,
આજ પ્રભુ ક્યાં ગુપ્ત થયા ? શું વિસરી હું જીવજાન ! અરે ૦ ! ૨૮.
વારે આવો મારી યદુકુલભૂષણ, કેર ઘણો વરતાય,
અપરાધ ન છતાં મુજ શિર ઉપર ખડગ પડયું ન ખમાય. અરે ! ૦ ૨૯.
પૂર્વના આર્ય તણા કંપતા હતા "ગોવધ" સુણતાં પ્રાણ,
આજ અનાર્ય સમાન સુણ્યા છતાં, આંખ આડા કરે કાન. અરે ! ૦ ૩૦.

તૃણ સરખી તુચ્છ વસ્તુ તણો હું નિત્ય કરૂંછું આહાર,
પૌષ્ટિક દુગ્ધ દઈ તે સાટે પોષુછું સકલ સંસાર. અરે ! ० ૩૧.
દુગ્ધપાક, શ્રીખંડ, બાસુદી, બરફી, પેંડા ને મલાઈ,
આરોગી સૌ આનંદ પામે છે, આવી આવી મીઠાઈ. અરે ! ० ૩૨.
છાણ મારૂં ગુણવાન ઘણું છે, શાસ્ત્રે પવિત્ર ગણાય,
મારા છાણવિના કરે ચોકો, તો પ્રેતગતિ નહિ થાય. અરે ! ० ૩૩.
છાણ જો મારૂં આર્ય ન પામે તો ઘર કઇ પેરે લીંપાય ?
વિપ્રને દાન કરે જો મારૂં તો વૈતરણી ઉતરાય ! અરે ! ० ૩૪.
મુત્ર તણો મહિમા નથી ઓછો, જાણજો સાચી વાત,
ઉંડા ઉતરી તપાસ કર્યેથી, થાશે પ્રતીતિ સાક્ષાત. અરે ! ० ૩૫.
મુઆ પછી પણ મારૂં શરીર નથી નિરૂપયોગી લગાર,
ત્વચા, અસ્થિ, અને માંસવડે પણ જીવે છે, જીવ હજાર. અરે ! ० ૩૬.
બળદો એ પણ મારી પ્રજા છે, ખેતી ખરી કરનાર,
એ નહિ હોય તો અન્નવિના શું જીવી શકે ? સંસાર. અરે ! ० ૩૭.
એ પણ સેવા પૂર્ણ કર્યા પછી હિંસકને હાથ જાય,
આવી સેવા કર્યાના બદલામાં છેવટે શિર છેદાય ! ! ! અરે ! ० ૩૮.
પુત્ર મારા આ રીતે બિચારા ધર્મ બજાવી હણાય !
તે જોઇ ઝરતાં અશ્રુવડે કેમ મારાથી તે જીવાય ? અરે ! ० ૩૯.
પાળી પોષી માબાપ ઉછેરે તેથી પૂજ્ય ગણાય,
વૃદ્ધપણે સેવા પુત્ર ન કરે તો નરક વિષે તે જાય. અરે ! ० ૪૦.
આવી નીતિ આખું વિશ્વ પાળે છે શાસ્ત્રને આપી માન,
એથી વિપરીત જે જન ચાલે લેખાય છે; તે હેવાન. અરે ! ० ૪૧.
હવે વિચારો આપ કૃપા કરી સત્ય બુદ્ધિથી બાઈ,
અન્ન વસ્ત્ર વિના કોઈ જીવે છે શું ? હોય માબાપ ને ભાઈ. અરે ! ० ૪૨.
આ ઉપયોગી વસ્તુ જીવિતની તેનો હું છું આધાર,
અપકાર એ શી ચીજ થતી હશે ? તે નહિ જાણું લગાર. અરે ! ० ૪૩.

મારે નથી સમ વિષમ કોઈ, સરખો સૌ સંસાર,
રક્ષક હો કે હો પછી ભક્ષક નર, નારી, કે કુમાર. અરે ! ૦ ૪૪.
આવી રીતે માતા સેવા બજાવી વૃદ્ધ થાઉં જેવાર,
ત્યારે માબાપ સમાન નથી શું ? મારો પણ અધિકાર. અરે ! ૦ ૪૫.
માતાપિતા વિષે ભક્તિ રાખીને મુજને ત્યજે છે છેક ! ! !
આ શું કૃતઘ્નતા ઓછી જગતમાં, લોક કરેછે અનેક. અરે ! ૦ ૪૬.
સેવા કરી કરી ગાત્રો મારાં, શક્તિવિનાનાં થાય,
ત્યારે દશા મારી હાલ બને છે તે તો કથી ન કથાય ! અરે ! ૦ ૪૭.
રોગ નડે દુષ્કાલ પડે કદી ત્યારે મળે મારા ભોગ,
સસ્તી થાઉં વેચાઉં હું ત્યારે મળે, કસાઈને યોગ. અરે ! ૦ ૪૮.
જોઉં જ્યારે એ ક્રૂર હિંસકને, થરથર ધ્રુજું અપાર,
અરરરર હાલ હવે શા થશે મુજ નહિકો રક્ષણહાર ! ! અરે ! ૦ ૪૯.
મોતની સાથે જેમ જવું પડે ! તેમ ચાલું દુષ્ટ સાથ,
મૃત્યુથી કોણ મૂકાવે મને ! ? અહીં ઝાલીને મારો હાથ. અરે ! ૦ ૫૦.
વધ્યસ્થલે જ્યારે જાઉં હું ત્યારે શુદ્ધિ પામે છે નાશ,
તે સ્થલે જે વર્તમાન બને છે તે કહેતાં આવે છે ત્રાસ. અરે ! ૦ ૫૧.
આગળ પાછળના પગ બાંધી ઉંચી રાખે છે ડોક !
શસ્ત્રવડે શિરશ્છેદ કરે છે ! ! પમાડવા પરલોક ! ! અરે ! ૦ ૫૨.
યમદૂત જેવા પાપી કરે છે કર્મ ઘણાં અતિઘોર,
તે જોઈ બીજાં પશુ રડે છે ! ! જેનું ન ચાલે જોર ! અરે ! ૦ ૫૩.
પરમોપકારી મારા સરખાં પશુ મરે છે અપાર,
નજરે જુએ જો કોઈ પ્રાણી તો મુર્છિત થાય તે વાર ! અરે ! ૦ ૫૪.
દૈત્ય જેવાં પણ ક્રૂર કાળજાં આ સ્થલે પીંગળી જાય,
માંસાહારી કોઈ પ્રત્યક્ષ જૂએ તો માંસ ત્યજી ઘેર જાય. અરે ! ૦ ૫૫.
મુંગાં. અનાથ અને ઉપકારી પશુ આમ પામેછે નાશ,
અરરરર ! ! હાય નથી સહી શકતી ત્રાસ ભર્યો આ વિનાશ. અરે ! ૦ ૫૬.
શું કલિકાલ હલાહલ આવ્યો ? ! ! સત્ય ગયું શું સુકાઈ ? ! !
ઉપકારીપર અપકાર કરી કરી મસ્ત બને છે કસાઈ ! ! ! અરે ! ૦ ૫૭.

( દોહરા. )

આવી કરૂણામય કથા, શ્રવણ કરાવી બાળ
મૂર્છિત થઈ ધરણી ઢળી ! ! શબવત ત્યાં તત્કાલ. ૫૮.
નેત્ર મીંચાયાં તરત ત્યાં ન મળે વપુનું ભાન
શ્વાસોચ્છવાસ વિના રહી, અધિક વાર તે સ્થાન. ૫૯.
પુત્રીની આ દુર્દશા, જોઈ માત થઈ દીન
તરફડવા લાગી તહીં, જલ વિણ જેવું મીન. ૬૦.
તે પણ ધરણીએ ઢળી ! ! ક્ષણ નહિ લાગી વાર
શોક સિંધુએ બેઉને, બોળ્યાં ! નિજ મોઝાર. ૬૧.
આ જોતાં ભયભીત થઇ, હું પણ પામ્યો ત્રાસ
ચિત્ર સમાન બની રહ્યો ! તે આશ્રમની પાસ. ૬૨.
થોડી પલ વિત્યા પછી તરત ગયો તે સ્થાન
જોઈ બંને પુતળી, રૂડી રતિ સમાન. ૬૩.
ચિત્તાકર્ષક આકૃતિ જાણે શાન્તિ નિધાન !
બીડાએલાં કમલવત બેઉ હતી બેભાન ! ૬૪.
જોઈ એમની આ દશા, પ્રકટ્યો શોક અપાર
દયા ઉપજી અતિઘણી, વહી અશ્રુની ધાર. ૬૫.
સાવધ કરવા તેમને, થયો તરત તૈયાર
આવી લાગ્યો સર કને, ક્ષણ નહિ લાગી વાર. ૬૬.
પડીઓ કીધો પત્રનો જલ ભરવાને કાજ
જલ લીધું અમૃત સમુ, સ્મરીને શ્રીમહારાજ. ૬૭.
આવ્યો આશ્રમમાં પછી, બેઠો થઇ ટટાર
બેના મુખ ઉપર ઘણું છાંટયું જલ તે વાર. ૬૮.
ધીમે ધીમે પવન પણ નાંખ્યો વારંવાર
ત્યારે એકે તરત ત્યાં, ખોલ્યું ચક્ષનું દ્વાર. ૬૯.
ધીમે ધીમે, હાથને ટેકાવી તે ઠાર
બેઠી થઇ એ બાપડી શોકપીડિત શુભ નાર. ૭૦.
દૃષ્ટિ મુજ ઉપર કરી, મીઠી અપરંપાર,
જાણે મારો માનતી હોય બહુ ઉપકાર. ૭૧.

ધીરજ આવી મુજને પ્રશ્ન કર્યો તે ઠામ,
કહો માવડી કોણ છો ? શું છે આપનું નામ. ૭૨
શું વનદેવી આપ છો ? કે લક્ષ્મી સાક્ષાત,
જગદંબા કે પાર્વતી, છાંડો અશ્રુપાત. ૭૩.
આ બીજું તે કોણ છે ? કેમ થયા આ હાલ,
એ પણ કરૂણા કરી કહો, છું હું આપનો બાલ. ૭૪.
મારાં આ વચનો સુણી, બોલી ત્યાં તે બાઈ
સાંભળ વત્સ કહું તને સત્ય વાત સો કાંઈ. ૭૫.
વિસારતો નહિ તું કદી નિશદિન કરજે પાઠ,
સત્ય વિના નભનો નથી કરેલ ખાલી ઠાઠ. ૭૬.
તાપ લાગતાં તૃણ બધાં, ભસ્મ તરત થઈ જાય,
સુવર્ણ કેરૂં પારખું ઉગ્ર તાપથી થાય. ૭૭.
પાપાચારી છે છતાં કરે ધર્મનો ઢોંગ,
પાપ પ્રગટ થાતાં પછી મળે કર્મના ભોગ. ૭૮.
માટે આ મુજ કથનને પ્રસિદ્ધ કરજે વીર,
ધર્મ સકલ શુભ મૂલ છે સત્ય ધર્મ ધર ધીર. ૭૯.

( દેશી. )

" જનુની જીવો રે ગોપીચંદની "—એ રાહ.

સાંભળ કર્મ કથા કહું જેનો પાર ન આવેજી,
ગદ્‌ગદ કંઠ કરે અને અશ્રુધારા ચલાવેજી સાંભળ. ૮૦.
વસુધા મારૂં નામ છે સૌને ધારણ કરૂં છુંજી,
વિવિધ વસ્તુથી વિશ્વની પીડામાત્ર હરૂં છુંજી સાંભળ. ૮૧.
ભવ્ય પર્વત મુજ પરઘણા ઔષધીના ભંડારજી,
સ્વચ્છ સરોવર તે વિષે છે અમૃતમય અપારજી સાંભળ. ૮૨.
રમ્ય અરણ્યો છે ઘણાં તરૂવરથી ભરપૂરજી,
ફલ, મૂલ, પુષ્પ ને પત્રથી છે સદા જે મધુરજી સાંભળ. ૮૩.
નિર્મલ જલના છે ઘણા મુજ ઉપર સ્રોતજી,
તટ જેના તરૂવર વડે પમાડે છે પ્રમોદજી સાંભળ. ૮૪.
ધાતુ વિવિધ પ્રકારની મારામાં છે અપારજી,
જેનાં અનેક સાધનવડે પામે છે, સુખ સંસારજી સાંભળ. ૮૫.

રસકસનો હું ભંડાર છું, રત્નનિધિએ ભરેલીજી,
મુજ ગુણની ગણના હજી નથી નક્કી થએલીજી સાંભળ. ૮૬.
ભરણપોષણ આખા વિશ્વનું કરૂં છું સર્વ કાલજી,
વિશ્વંભરા પદ તેથી હું પામી છું, મુજ બાલજી સાંભળ. ૮૭.
આવી રૂડી યોગ્યતા વડે પૂજ્ય શાસ્ત્રે ગણાઈજી,
પૂર્વકાળે ઋષિ-મુખથી અતિશય વખણાઇજી સાંભળ. ૮૮.
અપકારીને પણ હું સદા ઉપકાર કરૂં છુંજી,
તેથી ક્ષમા એવા નામને સર્વકાલ ધરૂં છુંજી, સાંભળ. ૮૯.
આવી જાણીને મુજને પૂર્વ કેરા ભુપાલજી,
રક્ષતા પૂરા પ્રેમથી વાંકો થાય ન વાળજી ! સાંભળ. ૯૦.
આજ એથી ઉલટું બધે ! જોઈ પામું છું ત્રાસજી,
દુઃખ કહું હું એ કયાં જઈ ? સદા રહું છું ઉદાસજી, સાંભળ. ૯૧.
વન વનસ્પતિ વડે ભર્યાં આજ ઉજડ થાયજી,
પશુ પક્ષી મારાં લાડકાં વણવાંકે હણાયજી, સાંભળ. ૯૨.
આશ્રમ ઋષિમુનિના રૂડા ભ્રષ્ટ પાપી કરેછેજી,
યવનોથી આર્યની આર્યતા લાહિ વદતી કરેછે જી, સાંભળ. ૯૩.
અહો ! આતે કલિકાલનું કેવું વિપરીત જોરજી,
લોપ થયો પરમાર્થનો જ્યાં ત્યાં સ્વાર્થ નઠોરજી, સાંભળ. ૯૪.
વર્ણના આશ્રમ ધર્મનો ઢોંગ જ્યાં ત્યાં જણાયજી,
શાસ્ત્ર રહસ્યને જાણવા ઇચ્છા કોઇને ન થાયજી, સાંભળ. ૯૫.
ગુણ કર્મ કેરા યોગથી જાતિ ઋષિએ જણાવીજી,
પરમ રહસ્યના મર્મથી આશ્રમ રચના બનાવીજી, સાંભળ. ૯૬.
અનુભવ, તર્ક ને વેદથી સ્મૃતિ શાસ્ત્રો રચાયાંજી,
ધર્માર્થ કામ ને મોક્ષનાં આજ તાળાં વસાયાંજી ! ! ! સાંભળ. ૯૭.
કોઇ એક આજે એકલા અનુભવને અડાવેજી,
કોઇ એક અજ્ઞાન લોકને તર્ક ટોંએ ચડાવેજી, સાંભળ. ૯૮.
કોઈ એક એકલા શબ્દને બાઝી સાર ન જુએજી,
કાલ વૃથા એમ વિશ્વમાં દુરાગ્રહ થકી ખુએજી, સાંભળ. ૯૯.

આવા ઉલટા ક્રમવડે થયો છે ધર્મ લોપજી,
પાપાચાર વધી જતાં થશે, ઇશનો કોપજી, સાંભળ. ૧૦૦.
આથી નિર્દોષ બહુ જીવો મરે છે પામી ત્રાસજી,
સહન થતો નથી મુજથી આવો વિપરીત નાશજી, સાંભળ. ૧૦૧.
ક્ષમા નામ જે મુજ તણું તેનો મહિમા ન જાયજી,
તેથી જોઈ જોઇને રડું ! પણ સહન ન થાયજી, સાંભળ. ૧૦૨.

( દોહરા. )

આવું બોલી એકદમ કુપિત થઇ તત્કાલ,
જાણે વડવાનલ તણી હોય અંતની ઝાળ ! ૧૦૩.
બાળી દેવા સર્વને દેતીતી એ શાપ,
ભય પામી હું રડી પડ્યો ક્ષમા કરો માબાપ. ! ૧૦૪.
ક્ષમા નામ છે આપનું કરશો નહિ મા કોપ,
દયા કરો મુજ માવડી કોપ કરો ઝટ લોપ. ૧૦૫.
જીવ સકલનો આપછો ખરેખરો આધાર,
આપ વિના નથી કોઇએ વિશ્વભરણ કરનાર. ૧૦૬.
આજ્ઞા આપો મુજને ઇચ્છાને અનુસાર,
પ્રકટ કરીશ હું વિશ્વમાં નહિ લગાડું વાર. ૧૦૭.
ત્યારે શાન્ત થઈ તરત મીંચ્યાં રાતાં નેત્ર,
જાણે જોતાં હોય નિજ હૃદયરૂપ શુભ ક્ષેત્ર. ૧૦૮.
શાન્ત થઇ બોલ્યાં પછી વાણી પરમ પવિત્ર,
શ્રદ્ધાથી તે સાંભળો સર્વે મારા મિત્ર. ૧૦૯.
જા જઇ કહે સૌ લોકને ગોદ્વિજ પાળો સર્વ,
વૃથા વાદ છોડો તમે ટાળીને નિજ ગર્વ. ૧૧૦.
પૂજ્ય પુત્રો મુજ ગાય છે દ્વિજ પુત્રો સાક્ષાત,
પાળો પોષો પ્રેમથી થવા ન દેશો ઘાત. ૧૧૧.
ગાય ક્ષીરનો સિંધુ છે નારાયણનું સ્થાન,
તે મધ્યે સ્થિત છે સદા વિશ્વનાથ ભગવાન. ૧૧૨.
કોપ થશે જો તેમનો તરત પામશો નાશ,
ભક્તિથી સેવો સદા ગોદ્વિજ વિશ્વપ્રકાશ. ૧૧૩.

## ( ગરબી. )

"થીર ઠરીને કોઈ આ ઠામ રે નથી રહેવાનું"—એ રાહ.

ઉઠો ઉઠો મુકી આળસ આર્ય જો શુભ સત્ય ચહો,
ગોદ્વિજ પાલક થઇ આપ નિર્ભયતાથી રહો. ટેક. ૧૧૪.

શું તમને નથી યાદ લગારે પૂર્વ સમય મુજ ભાઇ રે,
કન્યાગોવિક્રય કરવાથી લાજ જતી લુંટાઈ રે શુભ. ૧૧૫

આજે ગોકન્યા વેચે છે નફટ થઈ બહુ લોક રે,
અન્ન વસ્ત્રની તેથી સઘળે લોક મુકે છે પોક રે. શુભ. ૧૧૬.

પા મણ ઘી પૂર્વે મળતું હતું એક વસુનું શુદ્ધ રે,
આજ અશેર મળેછે તે પણ ચરબીવાળું અશુદ્ધ રે, શુભ. ૧૧૭.

મૃત પ્રાણીની ચરબી ખાધે બુદ્ધિ તમારી બળી છે રે,
પૂર્વ પ્રતિષ્ટા આજ તમારી સઘળી ધૂળ મળી છે રે. શુભ. ૧૧૮.

એક રૂપિયાનું મળતું હતું બે પંચક મણ અન્ન રે,
અડધો મણ પણ આજ મળે નહિ થતા નથી શે ખિન્ન રે. શુભ. ૧૧૯.

ખાદ્ય નહિ પૈષ્ટિક મળવાથી દુર્બલતા ફેલાણી રે,
વિચાર શૂન્ય થયાં મસ્તિષ્કો કાયા સર્વ કટાણી રે. શુભ. ૧૨૦.

દૂધ ઉપર પૂર્વે રહેતા'તા આર્યભૂમિના લોક રે,
શા કારણથી આજ મૂકે છે દૂધને નામે પોક રે. શુભ. ૧૨૧.

નિર્બલતા, નિર્ધનતા દિન દિન વધતી ગઈ છે ભાઈ રે,
અનાચાર સુધરેલું રૂપ લઇ બધે ગયો ફેલાઈ રે. શુભ. ૧૨૨.

પોતાનું પડતું મૂકીને બીજામાં ગુંથાયા રે,
ધર્મ, રાજ્ય, નીતિના તેથી શુધ્ધ માર્ગ ચુંથાયા રે. શુભ ૧૨૩.

ભણતરમાં ભલીવાર મળે નહિ તેમાં કાઢ્યો કાલ ! રે,
દાસપણું સ્વીકાર્યું અંતે શો વિપરીત આ કાલ રે. શુભ. ૧૨૪.

આંખ ઉઘાડી જુઓ તમારી ભડકા સમીપ જણાય રે,
કારણ શોધો આગ થવાનું દેશ બધો બળી જાય રે. શુભ. ૧૨૫.

અનાવૃષ્ટિથી વનસ્પતિનો વળી ગયો છે ઘાણ રે,
ઇજારા આકરા કરીને વન કીધાં વેરાણ રે. શુભ. ૧૨૬.

જલાશયો નથી જોઇએ તેવાં ગરજ વૃષ્ટિની સારે રે,
ઉનાળે જલ જલ કરતા જીવ ઘણા સ્વધામ પધારે ! રે. શુભ. ૧૨૭.

વૃક્ષો વૃષ્ટિને આણે છે તે તો હાલ કપાય રે,
ઘણાં રમ્ય વન પૂર્વ તણાં તે આજે ખાવા ધાય રે. શુભ. ૧૨૮.

ફલ મૂલ, પત્ર, પુષ્પ જે પૂર્વે મળતાં સહજ અપાર રે.
તે પણ આજે દામ ખરચતાં કોઇ નથી દેનાર રે. શુભ. ૧૨૯.
ઋષિમુનિના જ્યાં વાસ હતા ને અગ્નિહોત્રના કુંડ રે,
ત્યાં હત્યારા, પાપાચરણી ફરી રહ્યું છે ભુંડ રે. શુભ. ૧૩૦.
વિવિધ વિષયનો જ્યાં લેતા' તા ઋષિપુત્રો શુચિપાઠ રે,
પુણ્યસ્થાન તે આજ થયાં છે ભ્રષ્ટે બારે વાટ રે. શુભ. ૧૩૧.
પરમ દયાળુ ઋષિમુનિ સૌને કરતા વિદ્યા દાન રે,
નિઃસ્વાર્થે નિજ બાલક સરખા ગણુતા બાલ તમામ રે. શુભ. ૧૩૨.
આજે ધન ખરચી ખરચીને લોકો આવે વાજ રે,
તો પણ જ્ઞાન ખરૂં નહિ પામે આથૉ ચડે બહુ દાઝ રે. શુભ. ૧૩૩.
ક્યાં આશ્રમ છે ? ઋષિવર કેરા આર્ય-પ્રજાને કાજ રે,
માણુસને ઇશ્વર કરનારા ક્યાં છે ? ગુરૂમહારાજ રે. શુભ. ૧૩૪.
અન્નવસ્ત્રના છે જ્યાં વાંધા ત્યાં તે ક્યાંથી જ્ઞાન રે,
રંક આર્યના બાલક રખડે ભણ્યા વિના ભગવાન ! રે. શુભ. ૧૩૫.

( ૫૬. )

"ઉઠ પ્રભાત સમરલે તું શ્રીગણેશ દેવા"—એ રાહ.

આર્ય મિત્ર આપ શ્રવણુ કરો કથન મારૂં,
જેથી ઇશ થઈ પ્રસન્ન શુભ કરે તમારૂં. આ૦ ૧૩૬.
વિપુલ ભૂમિ ભાગને કરો રસાલ ભાઈ,
કસ વધારનાર વસ્તુ ખેડી, નાંખો માંહીં. આ૦ ૧૩૭.
વૃક્ષ વલ્લી તૃણવડે કરો અપૂર્વ તેને,
ખૂબ પત્ર, પુષ્પ, ધાન્ય, હોય ફળો જેને. આ૦ ૧૩૮.
રમ્ય તે મહીં કરો તળાવ કમલવાળાં,
પુલિન વૃક્ષથી જણાય લોકને રૂપાળાં. આ૦ ૧૩૯.
જલ તણાં બીજાં રચો અનેક સ્થાન ભાઈ,
ખોટ ના પડે દુકાળ કાલ કેરી માંહીં. આ૦ ૧૪૦.
આશ્રમો રચો અપાર બાલકો ભણાવા,
શુદ્ધ બુદ્ધિના ગુરૂજી રાખો રૂડું થાવા. આ૦ ૧૪૧.
જ્ઞાન શાસ્ત્ર કેરૂં આપી દેશને સુધારો,
શૌર્ય વીર્ય પૂર્વ તણાં આર્યમાં વધારો. આ૦ ૧૪૨.

ગોચરો બનાવી ગાય આદિ ઢોર પાળો,
દુગ્ધ, ઘી અનાજનો દુકાળ દુષ્ટ ટાળો. આ૦ ૧૪૩.
દુષ્ટ હિંસકોથી ગાય ભેંશને બચાવો,
રોગ ટાલવા પશુ તણી દવા બનાવો. આ૦ ૧૪૪.
એકતા કરી કુસંપ દુષ્ટને વિદારો,
શાન્તિ, શુદ્ધતા, દયાદિ શુભ ગુણો વધારો. આ૦ ૧૪૫.
સર્વ સંપ્રદાયના ગુરૂજી ઐકય કરવા,
વાર ના લગાડશોજી ગાય દુઃખ હરવા. આ૦ ૧૪૬.
ધેનુ-દ્વિજ રક્ષવામાં ધર્મ છે તમારો,
જાણતા હશોજી આપ સર્વ તે વિચારો. આ૦ ૧૪૭.
સર્વ શિષ્યને કહો ન ગાય કો પ્રકારે,
એમ વેચવી, જે જાય હિંસકને દ્વારે. આ૦ ૧૪૮.
વેચશે કદાપિ કોઇ નાશક-પ્રકારે,
જ્ઞાતિથી બહાર તે થશે જરૂર ત્યારે. આ૦ ૧૪૯.
દ્રવ્યવાન આપ પણ વિચાર ઉર લાવો,
મંડલી તમારી એકસંપથી બનાવો. આ૦ ૧૫૦.
દ્રવ્ય એકઠું કરો બનાવો ભાગ નાના,
ઢોરને ઉછેરતાં થશો નહિ દિવાના. આ૦ ૧૫૧.
ચિત્ત રાખી ગાય ભેંશ ઉછેરશો જો ભાઇ,
દુગ્ધ, ઘી, અનાજથી થશે વડી કમાઈ. આ૦ ૧૫૨.
" માલમાંથી મૂલ્ય " અર્થ શાસ્ત્ર સત્ય કહેછે,
માલ જ્યાં નહિ તહિં શું મૂલ્ય કદી રહેછે ? આ૦ ૧૫૩.
એક આર્ય દેશ વિના સર્વ પૃથ્વી માંહીં,
ઢોર રક્ષવા અપાર શ્રમ કરે છે ત્યાંહીં. આ૦ ૧૫૪.
ઢોરને ઉછેરી દુગ્ધ, ઘી, અનાજ ઝાઝાં,
મેળવી ઘણાએ લોક થાય છે ત્યાં તાજાં. આ૦ ૧૫૫.
ધન, ખરે ખરૂં ધરા, પશુ છે મિત્ર મારા,
કેળવો સુરીતિથી જો ચહો દિવસ સારા. આ૦ ૧૫૬.
ઢોરના વિમા ઉતારનાર કોઈ થાઓ,
દીન ખેડુતો તણી દયા જરૂર લાવો. આ૦ ૧૫૭.
નાશ ખેડુતો થવાથી નાશ છે તમારો,
તેથી તેમનાં સમસ્ત દુઃખને વિદારો. આ૦ ૧૫૮.

## ( લાવણી. )

વસુધા વાત કરે છે ત્યાં તો બીજી બેઠી થઈ તે વાર !
શોક રાહુએ કાન્તિ જેની ક્ષીણ કરી હતી અપરંપાર
શાન્ત રૂપાળી શુભ લક્ષણુની જાણે વસુધા બીજી આપ
ખિન્ન હતી તોપણ ત્યાં તેનો પ્રકટ હતો બહુ પુણ્ય-પ્રતાપ. ૧૫૯.
મુજ સામી દૃષ્ટિ કરી તેણે પુણ્યાત્મક પાવન કરનાર
પુણ્ય સૂર્યનાં અંશુ જેવી પાપ તિમિર સઘળું હરનાર
તરત પુછ્યું ત્યાં વસુધાને મેં કહો માત આ તે છે કોણ ?
મંગલમય છે તેમ છતાં કયમ વિકલ થયા છે એના પ્રાણ ? ૧૬૦.
ત્યારે વસુધા બોલ્યાં વળતાં સાંભળ પુત્ર કહું તે વાત,
કામધેનુ આ મુજ પુત્રી છે નારીના રૂપે સાક્ષાત,
મારા ગુણ સઘળા છે એમાં પવિત્રતાનો છે ભંડાર,
ઋષિમુનિ સરખા એના પદને માને છે પાવન કરનાર. ૧૬૧.
યદુનાયક શ્રીકૃષ્ણ હતા તે ગોકુલમાં રમતા શુભ પેર.
પગલે પગલે રક્ષણ કરતા ત્યારે આવો નહતો ફેર,
હવે અમે આ સ્થલ છોડીને જરૂર થઈશું અંતર્ધાન !
પ્રસિદ્ધ કરજે આ ચરચાને શુભ કરશે તારૂં ભગવાન ! ૧૬૨.

## ( તોટક વૃત. )

વસુધા નિજ પુત્રી સમેત ગયાં, મુજ ચક્ષુ પછી નહિ બંધ રહ્યાં,
નહિ આશ્રમ કે સર કાંઈ મળે, બધુ શૂન્ય થયું બહુ થોડી પલે ! ૧૬૩.
મુજ કૌતુક આ મુજ મિત્ર સુણો, શ્રવણે પડશે રસ શુદ્ધ ઘણો,
નિજની સ્થિતિનું ખરૂં ભાન થશે, શુભના સુવિચાર અપાર હશે ૧૬૪.
ભવ દુઃખ જશે સુવિચાર વડે, નહિ દેશ વિષે પછી કલેશ નડે,
સુખસંપતથી ભરપૂર થશો, ગુણવાન થઈ યશ મેળવશો. ૧૬૫.
કરૂણાનિધિ ઈશ પ્રસન્ન થશે, કુવિચાર સમસ્ત વિનાશ હશે,
સુરલોક સુધી યશ વિસ્તરશે, રસ જ્ઞાન તણો હૃદયે ઠરશે. ૧૬૬.

## દોહરો.

ગોદ્વિજપાલનથી કરી, ધર્મ અર્થ ને કામ
અંબાશંકર ! મોક્ષસહ દેશે હૃદયારામ. ૧૬૭

## સમાપ્ત.

---

# सुज्ञने संबोधन.

સૃષ્ટિના આરંભે લોકકલ્યાણાર્થે વેદાદિ શાસ્ત્રોની ઉત્પત્તિ થઈ છે. એ શાસ્ત્રો પ્રથમ વેદ ભાષામાં ને પછી સંસ્કૃત ભાષાદ્વારા ઉપદેશાયાં છે. કાલાંતરે ઉક્ત સિધ્ધાંતો પ્રાકૃત ભાષાદ્વારા ઉપદેશાયા છે. એ ઉપદેશ કાવ્ય, નાટક, કથા આદિ નાના રૂપે ભિન્નભિન્ન ભાષામાં પ્રચલિત છે. આ ગ્રંથોમાં મહાત્મા તુલસીદાસકૃત રામાયણાદિ ગ્રંથો સુપ્રસિધ્ધજ છે.

આપણી ગુર્જર ભાષામાં પણ આવા ગ્રંથોની આવશ્યકતા જણાવાથી હિંદી, ગુજરાતી અને મરાઠી ભાષાના સુવિખ્યાત કવિઓ અને પંડિતોના ગ્રંથોના સારસંગ્રહરૂપ આ **श्रीहरिस्नेहसुधासिंधु** છે. એના વાચનથી પામર વિષયી મુમુક્ષુ અને મુક્તને ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ સહજ થાય એમ છે. ગ્રંથ એવો રસાત્મક છે કે એક વખત હાથમાં લીધા પછી મુકવાનું મન થતું નથી એટલુંજ નહિ પણ ગીતાદિ ગ્રંથોની પેઠે આનો સતત અભ્યાસ કરવાને મન દૃઢ થાય એમ છે, આના સંબંધમાં સુવિખ્યાત "ગુજરાતી" પત્ર લખે છે કે:—

"ગ્રંથ તેના નામ પ્રમાણે ખરેખર ભક્તિ કાવ્યનો મોટો સમુદ્ર છે. અથવા તો એને ભક્તિ કાવ્યોનું નાનું મહાભારત કહીએ તો પણ ચાલે.... ....ગ્રંથ ભક્તિ રસથી ભરેલો જોવામાં આવેછે........હમો આશા રાખીએ છીએ કે આવા બ્રહ્મનિષ્ઠને હાથે લખાયેલો આ ગ્રંથ ગુર્જરપ્રજા મોટા આદરપૂર્વક સ્વિકારી એમના પરાર્થશ્રમનો પુરતો લાભ લેશે.

આ ગ્રંથ રોયલ અષ્ટપેજી લગભગ સો ફોર્મનો હોઇ સુંદર ચિત્રો સાથે મનોહર રીતે બંધાવવામાં આવ્યો છે. કીંમત રૂ. ૫–૮–૦ ટપાલ ખર્ચ રૂ. ૦–૮–૦

## પુસ્તક મળવાનું ઠેકાણું.

| | |
|---|---|
| ઠા. વસંનજી પરમાનંદ ચાવાળા, | માધવદાસ લાલદાસ શેઠ (પ્રકાશક) |
| કાલબાદેવી રોડ | મોતીલાલ મુલચંદની કુ૦ ના માલીક |
| તથા બીજા જાણીતા બુકસેલરો | નં: ૧૫ બેંક સ્ટ્રીટ મુંબઇ. |

